૬૯૪૦

# આનંદ બાળા નાટકનાં ગાયનો

સુરત ન્યુ વિકટોરીયા નાટક મંડળી.

રચનાર

ઠાકોરભાઈ હરગોવનભાઈ રામજીવાળા

છપાવી પ્રસિદ્ધ કરનાર

ધી જ્યુબીલી મ્યુઝીક કલબ.

સુરત,

મગનલાલ ઠાકોરભાઈના 'વિકટોરીયા' પ્રેસમાં

રતીલાલ દુલભદાસે છાપ્યાં.



ઇ. સ. ૧૮૯૯ સવત ૧૯૫૫

કીંમત બે આના.

# આનંદ બાળા નાટકનાં
## ગાયનો.

સુરત ન્યુ વિક્ટોરીયા નાટક મંડળી.

રચનાર
ઠાકોરભાઈ હરગોવનભાઈ રામજીવાળા.

છપાવી પ્રસિદ્ધ કરનાર
શ્રી જ્યુબીલી મ્યુઝીક કલબ.

સુરત
મગનલાલ કીકાભાઈના 'વિકટોરીયા' પ્રેસમાં
રતીલાલ દુલભદાસે છાપ્યાં.



ઈ. સ. ૧૮૯૯ સવંત ૧૯૫૫

કીંમત બે આના.

# પાત્રના નામ.

## પુરૂષ વર્ગ

ઈંદ્રજીતસિંહ........................ મણીપુરનો રાજા
ચંદ્રસેન..................................ચંદેરી નગરીનો રાજા
વિજય ....................................ચંદ્રસેનનો પુત્ર.
ચીત્રસેન.............................. ઇંદ્રજીતનો પ્રધાન
આણંદ.............................. ચંદ્રસેનના પ્રધાનનો પુત્ર
અમથાદાશ........................ ...મણીપુરનો શેઠીઓ
છબાદાશ... ... ........................મણીપુરનો શેઠીઓ
ટેકચંદશા...............................નગર શેઠ
ચતુરસેન...............................પ્રધાનનો મીત્ર
જોરાવરસિંહ... ............. ...ઇંદ્રપુરનો રાજા વિજયનો મામો

## સ્ત્રી વર્ગ

કાંતા..................................ઇંદ્રજીતની રાણી
ભાનુમતી.................. ........ચીત્રસેન પ્રધાનની સ્ત્રી
માહાલી..................................અમથાદાશની સ્ત્રી
બાળા...............................ટેકચંદશા નગરશેઠની પુત્રી
વીરમતી............................ઇંદ્રજીતની પુત્રી

એ શીવાય, વારાંગના દરબારી માળી વગેરે.

# આનંદ બાળા નાટકનાં

## ગાયનો.



૧.

આરાધુ હું કર જોડી શીવ સુતને.
કાપ તાપ તું રહેમ ધરી, ભવસાગર ભય પ્રીત હરી.
તનથી. મનથી. ધનથી. સહાય થા મુને.
નવીન કૃતી મુજ નાટયારંગે, સહાય કરો વીઘ્ન મુજ આરંભે
ઉતારો પ્રભુ આ ભવ પારે, સહાય થા મુને.

૨.

ત્રિલોક રચના શી પ્રભુ તહારી શી બલીહાર
જગકરતા ધરતા તુ પાર ન પામુ હું
તુજ ગુણનો હું કરૂં વિસ્તાર
તુજને સ્મરીએ વારંવાર
સર્વ લોકનો સરજનહાર

ત્રીલોકે તારો આધાર
મારી સર્તને તું દેનાર
વિશ્વ સકળનો પાલણહાર
ખેલ આનંદબાળા સાર
પાર ઊતારો હે કીરતાર

૩.

હું રંગીલો છેલ છબીલો અલબેલો છું જગમાં એક
સઘળી વિદ્યા શાસ્ત્ર પુરાણો મુજમન માંહે નવ લવ લેશ
લાડુ પુરી ભજીઆ ખાવું શાક ભાત નહીં ખાવું હું.
લડાઈ થાએ નાસી જાઊં એવો પકકો બાંદર છુ.
જજમાન મળે જો કોઈ ફાંકડો તો લચપચતા લાડુ ખાઉં
ઉપર ભણીજો લડાઈ થાયતો હું દક્ષીણમાં નાસી જાઊં.
લડાઈથી આપણે રાંક લાડુપર જેવા વાઘ ગાજું છુ બધા રાગ
તારું મોં બંધ રાખ.

૪.

નરહરી નરોત્તમ નારાયણ પરમાત્મા પુરષોત્તમ
પરમેશ્વર અખીલ નીરંજન અવગતી અવીનાશી
અલખ પુરૂષ આત્મારામ આનંદરૂપ અવતાર
પુરનકામ અંગઅંગ સકલ ઘટ રહ્યો તું વ્યાપી
જગન્નાથ જોતી સ્વરૂપ જગપતી જગવંદન.

જગન્નાથ જગજીવન નંદ નંદન બ્રજકે નીવાસી.
માધો મધુસુદન મથુરાપતી મુરાર મન મોહન
મુકુંદમે વાસી.

૫.

દુષ્ટ દુશ્મનો હલ્લો કરીને ઘેરી લીધા છે કીલ્લા તમામ.
નગ્ર લોક સઊ લડવા માટે ચાલો મળશે હામો હામ
શું બેસી રહ્યા આંહી નથી ખબરજ કાંઈ
ચાલો ઝટ દુશ્મન સામું નીજ અસી સાહી
શાણા સામંતો ગભરાઓ ક્યાં દુશ્મનના કહો શા છે ભાર
સૈન્ય સજીને ચાલો ઝટપટ હું પણ આવું છું આવાર

૬.

ઓ પ્યારા દયા જરી લાવો
ઓ વહાલા મુકીને શીદ જાવો.
વસ્ત્ર અલંકાર ત્યાગ કરૂં છું આપ વિયોગે ઝુરી મરૂં હું
મુકીને શીદ જાઓ.
ચંદ્રવીના જેમરેન અંધારી આપ વીના પીયુ હું દુખીઆરી
પ્રાણમષ્ટ શીદ જીવ દુભાવો મુકીને શીદ જાઓ

૭.

શોચ શોક ધરવો પ્રીયે ધાર્યું પ્રભુનું થાય.

ક્ષણુ માત્ર મનુષ્યની મતી હરીની ગતી ન કળાય.
શાણી ને સુલક્ષણી ધર તું પ્રભુનુ ધ્યાન.
આવું પાછો ક્ષણુ એકમાં શાને તુ ગભરાય.

૮.

ક્ષત્રી રીતી તુ જાણે પ્યારી કેમ ધરે દુઃખ મન.
શેણી તપે મન ખોળે માહરૂં શાને કરે તુ રૂદન.
અરે કેમ ડરે તું પ્યારી રંડ તો આવ્યુ છે હુંા મારી

૯.

અરે આશી કાંતી માણી પણુ ઝાખુ ખરે પડે
કરે બાગો ઝાઝી ત્રીલોકે પણુ નવ જડે
ખરે અરપું મારૂ શરીર હું તેને આ સમે
પીડા જે છે ભારી અરપું તો મુજ મન ગમે

૧૦

પ્રેમ વધારો પ્રીતે પધારો
આવી શોભાવો પલંગ મમપ્યારા.
સદગુણી પ્યારી તું લોચન તારા.
આજ્ઞા આધીન પ્રાય દાસી તમારી
પ્રાણુથી અધીક છો મુજ પ્યારી
આસો ા પ્રીયા પ્રેમથી મુજ સગાત.

પ્રાણુ પ્રીય પ્રેમે પધારો નાથ
નવ છોડુ તમારો હાથ.

૧૧

ધીક ધીક વ્યભીચારી નાર શરમ તુને નહીં જરીરે
તેં તો બોળ્યું નીજ બાપનું નામ.
કારણુ આજે મેં જાણ્યુ ખચીત
થાશે આજ હવે વીપરીત.
નીચ મીત્ર તુને છે ધીક્કાર
હવે પહોંચાડું જમડાને દ્વાર
જાણતો હતો પરમ પવિત્ર
આજે છેદું હું તારૂં શીશ.

૧૨

બાળ મુવા તારૂં અભાગીણીરે મોઢું
ખાવુ શું હું, પહેરૂં શું હું, દેખી નીત બળી બળી થાઉં.
ચુપ મુંગી રહે ચંડાળ
હમણાં આણું તારો કાળ
જા જારે નકારી રાંડ તારૂં મોઢું બાળ.
હાય પીટયા રડયા કયાંથી મારે નશીબે જડયા
હાય હાય હાય હાય

૧૩

ચાલો ચાલો પ્રાણુથી પ્યારા
ચાલો ચાલો પ્રાણુથી પ્યારારે
રસીલા ચક્ષુના તારારે
મુંઠ રાતી મુજ પતી હોવાથી પામું છું હું બહુ દુઃખ
અતુર થઈ આ વખ્ત ન ચુકો ભાંગો મનની ભુખ
ચા લો વ હા લા.
મોહની મુરત તારી ભાળીને થઈ ગયો છું ડગ
સત્વરથી મુજ સગે આવી જમાવ ઝાઝો રંગ
પ ધા રો જી.

૧૪

સુણો રાજ દલગીરી દીલમાં આવી.
દીલમાં આવી મુજ મનમાં આવી
કરણી તણું ફળ પામે છે દરનીશ
મીથ્યા ન થાય લખ્યું જે ભાવી.
કુલટા કુમતી ને વ્યભીચારી
નજર પડી એ નાર નઠારી
તેમજ મોહે તણી બુદ્ધ ભારી
ભાળીને એને કયા સુખકારી

૧૫

તુંને શાબાશ છે આવાર કર્યો વીચાર લહીને સાર
ખરો હુસીઆર હર્યો આવાર સમજ્યો તુજ મન વીચાર
નવ વીચારે રમે જે જારે પરનારી શું બાંધે પ્યાર
એવા નફ્ફટ નરને જલદી પૃથ્વી પરથી કરવો ઠાર.

૧૬

પ્રીય સાહેલી પ્રેમથી ઘેલી જળ ભરેલી ગાગર લઈ
પ્રીતી કરેલી રંગે રમેલી મદન અલબેલી ગાગર લઈ
નહી આવડેલી બનીજ ઘેલી કરી રંગ રેલી ગાગર લઈ
પ્રીતી તો કરીને ભારી અંતે બની દુખીઆરી
નીચ શું કરીને યારી કરી જાનની ખુવારી.
વળાવો સેવાડે નારી જો ચલાવે બુધી સારી
સ્વામીને મુકે વીસારી અંતે થાય દુખકારી.

૧૭

મન મુંઝાય કપે કાય કેમ તેડે રાય
મુજે પાય નવ જવાય અરર હાય હાય
કીધું શું આમેજ ભુંડુંજ કામ
લીધું શું હમે હરામનું નામ
ગાળ દીધી શું મળીને તમામ અરર હાહ હાય

નથી કીધા હમે ચોરીના કર્મ
નથી તજ્યા હમે પોતાના ધર્મ
નથી મુકી હમે કુળની શર્મ અરર હાય હાય

૧૮

શો ખીલ્યો છે પુનેમ ચંદ રજની શોભેરે
મળવાને પીયુ શું મન શૈયર લોભેરે
સખી ગુણવના મહારાજ મુજ મન ગમતારે
જે વ્રજ નારીઓ સંગ રંગે રમતારે
બંસી સુણી સખી સ્વામની મોહી સકળ વ્રજનાર
વૃંદાવનની કુંજમાં ખેલે નંદકુમાર
સજ્યા સોળે સણગાર શૈયર આજેરે
કાંબી અણુવટ વીટલાં સાર કલ્લાં વાજેરે
પહેર્યાં હીરા જડીત ઉર હાર કરે ચમકારારે
બાંહે ઝાંઝરનો ઝમકાર દો ઠમકારારે
પહેર્યાં પટકુળ અતી ઓપતાં રે લોલ
રૂમ ઝુમ રમીએ રાસ અલબેલડી રે લોલ
આવો ગાવો નાચો સાહેલડીરે લોલ
કુહુ કુહુ કરતી કોયલડી સુચવે રસ સંગાર
શ્યાણી સ્વામી વીણુ હવે અંગે ઝરે અંગાર

૧૯

વિજય વિજય જશ ગાઓ

નરવર સુખકર મણીપુર નૃપનો
આવો ગાવો નાચો મીલ
મૃદંગ બજાવો
તકધા ધુગીકીટ તકધીલાગ તકધીલાંગ તકધા.

૨૦

જોબન જોર ભઈ મોરી
કો પતીયાં લે જાય
સૈયા હમારે પરદેશ ગવન કીયો
મોરા જીગરા નીકસત જાય.

૨૧

માતુ ઓ મારી શાને તું રૂદન આજ કરે
આફત મોટી શીર પરે આવી શું ખરે
તુજને આમ દીલગીર જોઈ છાતી મુજ ફાટી જાય
નહીં કહેવાય નહીં સહેવાય દીકરી તુ દુર થાય.

૨૨

બાપુ શુ પુછો છો આવાર
દીલમાં કરોને વીચાર
જાતી ધર્મનું બંધન નવ લહી
હું સમજુ શુ ધર્મ સમજી ગઈ

નાના દીકરી દેવી પૈસા ખાઈ
પડશો નરક મોઝાર
શ્રષ્ટ સગે કહો કેમ રહેવાશે
બેટા જાવું પડશે નીરૂપાયે
પીતાજી શાને બાળો અવતાર
બાપુજી શાને બાળો અવતાર

૨૩

નવ ગોચ લગાર બસ જા
કંન્ય ક્નોય મે તારી દુખીઆરી બારી
પતરાજી મર લાજી બસ જા
પાપી પીતા જુઓ બાળકી ઘાતકી
હાય વીખુટી પાડી માતથી
ચલ જા કુગનત ટળ ટળ આઆર
હે શરમ તુને ધીકાર

૨૪

અરેરે ફસાવી બાપુ શું ફસાવી
નીજ બાળકીની દયા નહીં આવી.
કાળ મુખા નીજ સ્વારથીઆએ
કુળનું નામ લજાવી.
હશે ઘણું દીલ દીકરીઓ મારૂ
કર શું હું ન ફાવી.

૨૫

દશા બુરી થઈ (૨) સુણુતારી આવાર
રાંડે રડાવ્યો (૨) થયો વળી એ પૈસાથી ખુવાર
છું હુશીઆર પણ આધાર રાંડે કર્યો લાચાર

૨૬

એ મદમાતીના મદ હું ઉતારૂ
દયા દીલમાં કદી હું નવ ધારૂ
હશે દુષ્ટા દુરાચારીણી રામા.
કાં તો હશે શીયળવ્રત શામા.
સારી મળે સુખ ભોગવું નીસદીન
લાગે જો કુલટા તો ગરદન મારૂં.

૨૭

મળી રસીક રમણી આજે બસ
એને ભેટી લઉં હસ્તે લપેટી
પ્રાણ પ્યારી વહાલી મારી
દુખ હારી સુખકારી
ચમકે ચંદ્ર સમ મુખ આ
ચાલો છોડો વાહ વાહ
કુરબાન કુરબાન તુજપર જીવજાન
અરે વાહ વાહ વાહ.

૨૮

ચાલો હઠો જાઓ જાઓ નહીં વાત કરો
હું છું નાર પરાયા ઘરની દુષ્ટ નાચાર નીજ દુર કરો
ન કરો નખરો વહાલી હું છું ખરો
જાઓ ન સતાવો ચતુરાઈ શું બતાવો તમે
વહાલી એ નાદાન કરાવ રસપાન
લે તું મારો પ્રાણ આ દેહથી હેરાન

૨૯

બોલો શું આમ તમે પ્રભુજી સહાય કરનાર
અંતરયામી ગરૂડાગામી તેજ હરી ગભનાર
રાજન થાય તેને ભાનજ થોડું ફળ કરૂ તે ભાખનાર
મોક્ષ ધન ધીરજ કહેવાય છોડું કહી હું ન આવાર.

૩૦

ઓ અવીચારી નાર વાત દીલમાં વીચાર
કહે શા છે તારા ભાર કરૂં હમણાં તુને ઠાર
તારી જાતને ધીક્કાર તારી માતને ધીક્કાર
કપટ ધારે દીલ જાર નવ બીએ લગાર
તુ થારો લાચાર કરૂં કેદ જે વાર
ધીક ધીક છે આવાર પાપી તુને છે ધીક્કાર.

૩૧

આ દુનીઆમાં સૌને પૈસાપર મોટો પ્યાર
પૈસેથી જાર પૈસેથી નાર પૈસાને તાબેદાર
ભલે કો જન ગમાર પૈસાથી રહે હોંશીઆર
આવ્યો હું આણે ઠાર પૈસા વીણુ લાચાર
પૈસો પૈસો

૩૨

પ્રભુકા નામ જપના સકટશે મત ડરના
ધન દોલત સબ જુઠા જાનો જુઠે લોક લુગાઇ
યેહ માયાસે મત ડરનાએ સચ્ચે અલેક જગાઇ
જુઠા ખેલ મચાયા જગમે ધન દોલત ઓર માયા
જૈસી કાચકી પુતળી આહે એસી હોયેગી તેરી કાયા
ટીલે કરતે ટપકાં કરતે જુઠા ઝુડ મચાતે
મુખમે રામ બગલમેં છુરીયાં હાથસે તાલ બજાતે.

૩૩

અલ્યા લગડા વહેલો ચાલ
કાંઝી લાગે તને વાર (૨)
ચુપ ચુપ ચુપ
મારો એ લંગડાને માર

મારૂ સૌને હુ પેગાર
અલ્યા છાના રહો ગમાર
હે હેં હે
અલ્યા કોને કે ગમાર
બહુ બોલો તો ખાશો માર
હેં હેં હે

## ૩૪

અલ્યા લડી મરો ક્યાં આમ તમે
એવી વાતો તમારી નહીં ગમે
બહુ કરો બકવાદ કરો ખોટા ખોટા વાદ
પાડો માંહોમાંહે સાદ કરો ખાલી ઉન્માદ
કરો ટંટા ફીસાદ કોઇ જાણે તો આવે આરે સમે
કાંઇ રાખો તમે સાન ગયું તમારૂં ક્યાં ભાન
કરો હવે ના હેરાન જેથી જાય તમ માન
કહે જંગલી સમાન કરે ફીસાદ ખાલી નાહે તમે

## ૩૫

દુષ્ટને કરૂ ઠાર ઠાર આવાર (૨)
પટકીને ઝટકી પાપીએ ફસાવી મુજનાર
ધીક્કાર ગમાર શા છે તારા ભાર
ઝટપટ પકડી બાંધી ઝકડી

નન બાલ ચીરી બસ ચરરરરર
દુષ્ટને પકડી મળે જે વાર
ધીક્કાર ગમાર શા છે તારા ભાર

૩૬

કર્મ ગતી કીરતારની ક્યાં રંક ક્યાં રાય
કાળચક્ર શીરપર ફરે તેમ ફસી હું હાય
ફસાવી હાય પાપીએ છોડાવી ન્યાતને જાત
કર્યો વળી મુજથી દુર સગા સહોદર ભ્રાત
રહ્યો શો દુખતણો હવે પાર
જુદા મહેલમાં રાખી રાજાએ કર્યો નહી કાંઈ વીચાર
મા બાપે સારૂં નવ કીધુ હાય હું થઈ લાચાર
ભરજોબન મુજ એળે જાયે વૃથા થયો અવતાર
એવા હત્યારા માબાપોને હજો હજારો ફીટકાર

૩૭

તુજ વીયોગે મારી અરરર પ્યારા આ દશા
કોણ સ્થળ માંહી પ્યારા જઈ વસ્યા.
દુખદ દીનરે આવા મુજ જશે મનવસી
પ્રભુ પ્રભુ ક્યારે ભેટો થાશે દયાળુ કર કસી
તજું છું પ્રાણ આ ઘડી વહાલા સમુદ્રમાં પડી

હે જે ઓધારી સમુદ્રનાથ આ અબળા બાળાને દયા ધરી.

૩૮

આવો પ્રાણ થકી મુજ પ્યારી
આવી આ દાશી તમારી
પ્યારી છે તુજ બલીહારી.
વા પ્યારી
ઓ વહાલા
લાગે બોલ મીઠા કાલા
છો મુજ ચક્ષુના તારા

૩૯

રહેવા દે તું મહાલ્લી વહાલી દારૂથી. શુ કામ છેજી
+ + × એ તો અમરત જાળ છેજી
+ + + × + મારે એ હરામ છેજી
× × + × મારે તમારૂ શું કામ છેજી
પાલન છોડો પ્યારા મારા છેલ્લા પ્રણામજી
..રમ ન રામજે સ્વામા (લાવ) હઠ કરે શીદને આમા.
મારે તારૂં કામ છેજી

૪૦

એ સાચી શીખ સૂત ધારી (૨)

નવ કરી હીમત ખુબ કરી સમુદ્રમાં પડી
કરી જાનની એણે ખુવારી
વગર વીચારે વીઘ્ન થયું પ્રભુ
કેમ રહેશે મુજ લાજ
આપું શું ઉત્તર હવે હુ
મુખ શુ બતાવું આજ
દેશે ઠપકો મુને અતી ભારી
નવ જડે બચવાની બારી
ગઈ ગઈ ગતી મુજ ગઇ મતી મુજ હારી

૪૧

ચલો આવું (૨) આવુ મીત્ર પત્નીને બચાવું
બાળાને બચાવવા કાજ થયું મન મારૂ આજ
વીચાર હોય તારો તો આવું
મીત્રની રીતી એજ છે કે આફત વખતે ધાવું
ધાવુ મીત્ર પત્નીને બચાવુ

૪૨

આહા આહા પવનની લ્હેર ઓલું દીસે સામુ શહેર
ઝટપટ ઝટપટ માલ ખાલવી જાશુ જલદી ઘેર
તાડી પીને વાડીઉમાં કર હુ ઝાઝી લહેર

તાડી ભરીયુ ઇલછું ઘડીઊ રામલા પીને આમ ફરી હુ
તું તો દોસ્ત મારો દીલજાન તાડીપર પૈહા કુરબાન
જોન્જે નહીં થાતો બેભાન તાડી પીને માર શું તાન

૪૩

ચાલો મુજ સંગાતે કરતા વાતે
પ્યારી પ્રાણ આધાર
થાઉં ભરથાર કરૂં બહુ પ્યાર રહું તાબેદાર
લાગે શરમ મુને આવાર કર્યો ઉપકાર
જા સીધો વાટે નહીં આવું સાથે મુર્ખ થયો ક્યાં ગમાર
ડુબતી કાઢી મેં તુને આપ્યું જીવતદાન
વહાલી વેદના ટાળ તું કરાવીને રસપાન.

૪૪

સહાય માગુ પીતાજી તમને ભાળી
નવ ડરતી નવ ડરતી
બેન હવે તું ઠાલી ઠાલી ઠાલી
દીસે છોકરી ઘણી એ ગુણવાળી
શી લાગે છે બોલી એની કાલી કાલી કાલી
જો દીએ તો હું રાખું પાળી
કેમ આપું પ્રભુએ મને આલી.
ચાલો બેન લાગો છો સૌને વહાલી વહાલી વહાલી

### ૪૫

સરમાવી ગઈ સુંદરી
નવ ભયથી પ્રીય તું ડરી
ચંદ્ર સમાન તુજ મુખારવીંદથી
છેતર્યો છબીલી નીજ આભ્રણથી
નેત્ર કટાક્ષ સીંહ કટી કમરથી
ચોર્યું ચીત ભાન ભુલાવ્યું તનથી
નાજુક નખરા. હાહાહાહાહા
લોભાવે મનને. વાવાવાવાવાવા

### ૪૬

મન મોહન મેના ઉડી ગઈ
રોકી નવ રહી દગો મને દઇ ગઈ
દુખ દીધું સમજ્યો ન કંઈ
ખરે સતી તું સાચી રહી
મુજ ચીત ચોરી ક્યાં ગઈ
મુજ શીરપર હત્યા થઈ
હવે મારી મારું ક્યાં જઇ
વહાલી ન્હે થઈ રહી

### ૪૭

હદ થઈ હવે હદ પ્રભુ આ દુખ નહીં ખમાય
વિજય વીણુ બાઈ મારા પ્રાણુ ઉડી જાય

હવે શો ઉપાય ભટકુ ક્યાંય મન મીત્ર વીણ મુઝાય
મન મીત્ર વીણુ મુઝાય આ દુખ નહીં ખમાય
દીનાનાથ ધરીને બાંય કરતુ અમને સહાય
કરો ઉપાય તો હો જગરાય વીજયથી મળાય

૪૮

તમે એકવાર મારવાડ જાજો રે હો મારવાડા
તમે મારવાડથી પટોળાં લાવજો
તમે મારવાડથી દાબડી લાવજો
પાનસોપારી પાનનાં બીડાં લવગ એલાચી
તમે દહીંને છીંકે મેલી આવજો
તમે મારવાડથી લાલ સાડી લાવજો.

૪૯

તમાકુ મોરી મોહનીયાં જીને સંત લીયો બીર માંય
પુરવ દેસસે ચલી તમાકુ છાય રહી બન માંય
જીનકે તનપર લત્તા નાહીં વોહી તમાકુ ખાય.

૫૦

લોક કહે કછુ દેર લગેગી
નહીં લગતી કુછ મરને કો
બન જોબનપે માન ન કરીએ

વોહે તેરે ચરનેકો
સાલ દોશાલા ઘેર રહેંગે
અલફ મીલેગી બેહેલનકો
દયા ધરમકી બનાલે કીરતી
અપને પાર ઊતરનેકા

૫૧

હમે રોજ થી ગરમ બફારા કે તુ શામ શુધ
દર આરજુ ને વસ્લસે ઉમરમ તમામ શુધ
બસ્તમ બસે ખ્યાલમેં બીનમ ગમાલે હોષ
અહ મન શોધમેંય યશરો શોદાયે ખામ શુધ.

૫૨

કેમ હરીઆ દુખ સીંધુ તરવો
પ્રગટયા પાપ પ્રભુ કયા જન્મના
માર્ગ હવે શો ધરવો,
સોધું કયાં જઇ કયાં મમ પ્યારો
કયારે આવશો પ્રભુ મુજ દુખનો આરો
હાય પ્રભુ હવે ઇલાજ શો કરવો.

૫૩

વિભુ તુજ રચના પર જાઉં વારી

ધ્યાન ધરૂ પણ ધરાય ન ધારી
કસાઇને ઘેર કુશળ દીસે
સત્યવાદી સજ્જનને દુખ ભારી
કેમ કહું પ્રભુ તુને અન્યાઇ
તારી સમજ હશે સઉથી સારી

૫૪

વીશેષ વીચાર વીધી વીશે શું હશે નહીં
પળમાં વળી કરે છે કંઇનું કંઇ
પાત્ર ન લેખે કંઇ કુપાત્ર ન લેખે કંઇ
ખરે લાકડે માકડું વળગાડે સહી
અરે ચંદ્ર કલંકીત સુર્ય સંતાપક
શાને કમળ બનાવ્યું કાદવમાં જઇ

૫૫

ગભરા ના અકળા ના સખી ધીરજ ધરે સઉ થાય
ધૈર્યથકી દુખ વામશે સુખ પામશે રંગ જામશે
નીજ મન ગમતો તુ પામશે
રડતી રહે પ્રીય પ્રાણથી પ્યારી, ધીરજ ધરો હે રાજકુમારી
સંકટથી નવ ડર પ્રીય મારી, સહાય થશે તુને કુંજબીહારી
નીજ મન ગમતો તું પામશે.

૫૬

ગીરધર ગીત ગાય મુખ મોરલી બજાય સખસખીયન સુનકે ધાય
બાજત ઝાંજ પખવાજ ડફ મીલ મૃદંગ ધુમકીટધા
ધાધા નગધર કીટતકધા
તકગીડાન ગડનકતક તીરીકીટ તકગીડાન તકધા
ધા ધીરીકીટ તકધા ધાધાધા ધીરીકીટ તકધા

૫૭

મળે કુંભારજા ઘરમાંહી થાય બુરી દશા તેની બાઇ
સતાવે સંખણી ધણીને ધમકાવે, ધણીને લડીને લડાઇ
બાહેર ના બોલાય, અંતર બળે લાય, પીડા પુરી થાય.

૫૮

વાવા વાત આવી આજે મુજ વીજયના જયતણી
તેડાવો મુજ બાળાને યાં કહીએ એ વધામણી
આનંદની હેલી છે આજે મણીપુરની ગાદી મળી
ચાલો સઉકો સત્વર થાઓ જાવું છે મણીપુર ભણી—.

૫૯

હું તો ભુલ્યો દેહનું ભાન રે પ્રાણ આવો
વીજય દો જીવત દાન રે પ્રાણ આવો

સાત દીવસ શોધુ તુને રખડી જગલ રાત
અહો ગુણનીધાન ભુલ્યો મુજ ભાન
ધરૂં તુજ ધ્યાન રે પ્રાણ આવો
સ્વારથ સારૂ સાડયો પહેરી નીકળ્યો રાત
ભુલી નીજ ભાન ધરૂં તુજ ધ્યાન
અહો દીલજાન રે પ્રાણ આવો

૬૦

કેમ વહાલી રસીક આમ અટકે
હુ તો ખુશી થયો તુજ લટકે ચટકે મટકે
ગુણ તારા સારા સ્યાણી વહાલી દીલમાં ખટકે
મીઠી મીઠી વાતો તારી લોભાવે તુજ વીના પાણી પણ અટકે.

૬૧

ચાલ મુકી દે મારો હાથ મારૂ તુને લાત દુર રહે કમજાત
વહાલી ચાલો મુજ સાથ તારી લટકતી ચાલ શા ગુલાબી ગાલ
હોઠ દીસે પરવાળ તું સાંભળ મારી વાત...ચાલ ઉમંગે...
બળો તુજ ઢંગે...મચાવીએ જંગે
ચલ હઠ કમજાત ચાલ મુકી દે મારો હાથ

૬૨

સખી કાંતી કામણગારી મુને મારી પ્રેમ કટારીરે
તન મન ધન સખી તેપર વારીથાય કદી આભારીરે
આશા પૂર્ણ કરે વિભુ મારી જો થાય મુજ પ્યારીરે
પ્રેમીને પ્રેમી મળે પ્રેમ પ્રકાશીત થાય

દાસ પીયુ પ્યારી મળે તો હૈયે હરખ ન માય.

૬૩

નવ કરશો કોઇશુ યારી વિશ્વાસ ન: કરવો નારી
ખરે પુરૂષ જગતમાં એવા જાણે વીષયને મીઠા મેવા
કરે નારીને દુખીઆરી ધીક પર પુરૂષની યારી
સર્વ સગાશું પ્રીતી તોડી નીચ નાર શું પ્રીતી જોડી
પામે આખર તે દુખ ભારી
જાણી મૃગજળ વીષય રસને તેણીગમ ના જાઓ
નિતી નદીના નીરમળા નીરથી ભાઇઓ નાઓ.

૬૪

દીસે આહા આમૃ આ કેવો વેલે વીંટેલો લોભાવે મનને આજ
કેવી કળી ખીલી છે મુકીને લાજ શોભે શી પુષ્પ લ[illegible] [illegible]જ
ભાગ્યહીણને સર્વ દોહેલું મળે જો મીત્ર તો થાય [illegible]
રાત ગયે દીન ઉગી રહે છે આથમને દીન રાત પ[illegible] છે
દુખ અને સુખ એમ ફરે છે અરે કીરતાર તુ ઠીક કરે છે.

૬૫

ચાલો બાગમાં પ્રેમથી સાહેલી આજે ફરીએરે
આહા વન લત્તાઓ આજ નીજ સુવાસથી સખી બ્હેકી રહ્યા
નવ યોવના આહા સખી સ્વામી વીના એકલાં રહ્યાં
પ્રીય ચીંતા મદીરા પીઈ હું હું ભણુતી પ્યાર
હસતી રડતી રખડતી બાવરી પરવશ થનાર

૬૬

સમજતી નથી હું તો સુખી કે દુઃખી છુ રે
સમજતી નથી હું તે જાગું કે સુતી છુ રે
પીયુ પીયુ હું તો ભાન ભુલી ખરેરે

ડુબી ડુબી ડુબી હું તો પ્રેમ રત્નાકરેરે

૬૭

ચંદનસમ શીતળ છાંય
દુખ ધરો ક્યાં મનની માંહ્ય
લાયક વીણ નવ બોલવાય
લખ્યું ભાવીએ મીથ્યા ન થાય.

૬૮

અલી ભલી અલબેલી બેલી સાહેલી
કુંજ લતામાં પીયુ વીનાની તું વાડીમાં ઘેલી
યાચું ઇશ્વર આગળે વિનયથી સંયોગ 'તારો સદા
આનંદે દીન જાય આપણ તણા કષ્ટો ન પામી કદા
સંયોગે સુખ છે અને વિરહથી ઉપાધી બહુ થાય
સાચી દાસ કહે તુંજ વિના આ પ્રાણ મુઝાય
શા વિચારમાં ઘુમ ભારી શણગાર સજીને સારી
કુળ ગુણ વિદ્યા ચાતુરી પ્રિત રતીની રીત
એ સઉથી સલુણી બની શોભા સુંદર નીત
દીસે રંગીલી તુ પ્યારી ચાલ સાથે તું મારી
સજ્જનાઇને સુઘડતા વિનોદ વાળી નાર
તાપ હરણી રમણી પ્રીયે" આનંદનો સણગાર

૬૯

મુખ કાંતી રતી સમ સોય
ઠાલી ક્યાં વહાલી રોય
કોમળ વદની દુખ ખોયરે
રહ્યુ મન મોહી પ્રીય ઓ મારા
ભાન ભુલી ગયો હું આજ
ઇશ્વરે પુરી આશ પ્રાણથી પ્યારા

૭૦

રહો જામી સદા આ રંગે
તીમર થયો મંદ મચાવો જંગે
લાયક શુ લાયક મળ્યા
લહુ શુ ઊમગે

૭૧

ભારી કરી બહુ પાપ ભરી પ્રભુથી ન ડરી જરીરે સુનકારી
કારી બનાવટ ફંદતણી વિખ કર્મ કથા કરવે ખુન ખારી
ખારી ખરેખરી જારી જુગારી ઠગારી જુવાનીઆને ધન નારી
ન રીઝવ્યો હરી અમ્રતદાઈ રહ્યો નીત ધીક હુ સાધુ સંસારી

૭૨

અમથા કાકાની આ કાકી કેવી, ચાલે વાંકી વાંકી
કાકાને હજુ છે બાકી મરાવશે ધુળની એ ફાકી
કાકે કાઢી મુકી કાકી, છળદાશ કાકે ઘરમાં રાખી
એ પણ કાકા ગયા થાકી, ત્યારે માલી કાકી પાકી

૭૩

જસોધે આજ મુબારક ગાય
મન મસ્ત પ્રીય મળે થાય
શેહેર શું આપણુ હરશું ફરશુ
દરદ ન રહે મન માંય

૭૪

જગત જુગતપર પમબ્રહ્મ હર
શ્રીજધર ગીરધર દયા તુંજપર
રાખે શીશપર જગતપાલકર
જનમ જનમ ભર સગરી નગરીપર
અષ્ટ પ્રહર નીજ રાજપાટકર
અમલ કમલ બદન સદન મજસ કરત મદન હરન

ગાઓ ગાઓ ગુની ગુણુ નીરંજનકે
જય જગ તારણુ અધમ ઉધારણુ
પશુ પક્ષી જીવ જંતન કે
અમલ કમલ બદન સદન મજસ કરન મદન હરના
ધરણીધર નગધર જલધર ગરભ હરન કે
પરમ પરમ કરમ ધરમ ભવ ભય ડરનન કે
જલ સ્થલ અતી પાવસ કે

ઉપ

જય જય શ્રીધર કરો વીજય જય
અખીલ નીરંજન રૂપ અગોચર
જગમગત જગપર જન ભવ ભયહર
સહુ કર સમરણ કરત અચરચર
યશ ધ્વજ ફરકો ગગન મંડળપર
ધ્રુજો શત્રુ હરનીશ થર થર
કનક બસન તન અસન અચલ અનલ
હેમ સમ જલ સ્થળ અજર અમર વર
ચાલો નાચો ગાઓ સખી આજ
મળી મૃદંગ સંગીત સાજ અદભુત અવાજ
ગતી થાંગ થાંગ થાંગ
ધીક ધા ધીલાંગ ધીક ધા ધીલાંગ
ધુમ કીટ ગીડ ગીડ થાન કીટી તક ધુંધુ કીટીતકધુંધુ
છુમ છુમ છુમ છુમ છુમક છુમક છુમ
છરરરરરરરર છુમ
હસ્તક ભેદ સંગીત શબ્દ તીગડતથૈ
તતથૈ તીગડતથૈ
થૈ થૈ થૈ થૈ તતથૈ તાથૈ તીગડતથૈ તાથૈ

**સમાપ્ત.**

# સુંદર મનહર ગાયન પ્રકાશ.

ભાગ બીજો

કીંમત આના ૮

કે જેમાં દરેક રાગ રાગણીની સમજ, તેની સરગમ, મનુષ્યને તાલ સુરનુ ભાન શી રીતે કરાવાય, વિગેરે વિગેરે ઉપ્રાંત જુદી જુદી મનહર ચીજોનો મોટો સમાવેશ કરી ગાનાં વગાડનાં શિખનારને અનુકુળ થઇ પડે એવું સારા કાગળ પર સુંદર છાપથી શુસોભિત અને કદદાર પુસ્તક બનાવવામાં આવ્યું છે.

[illegible]

**બાલુભાઇ દામોદરદાસ સુખડીયા**

**ઠે૦ બરાનપુરી ભાગોળ—સુરત.**

**ધી જ્યુબીલી મ્યુઝીક કલબ**

**ભાગાતળાવ—સુરત**